# ગુજરાતી સાહિત્ય મંડળ

## સુરત

ઝવેરી બ્રધર્સ કપ હરિફાઈ

તથા

એમ. કે. ચોકસી કપ હરિફાઈ

**૧૯૪૩-૪૪**

તા. ૧૨-૧૨-૪૩ તથા તા. ૧૩-૧૨-૪૩

રાસ હરિફાઈ સમિતિ.

| | |
|---|---|
| ી. રમણલાલ દલાલ | શ્રી ભદ્રિકાબેન મહેતા |
| ી ઇશ્વરલાલ વીમાવાળા | શ્રી વનલીલાબેન ભટ્ટ |
| ી ચીમનલાલ શાસ્ત્રી | શ્રી ભદ્રાવતીબેન દવે |
| ી નટવરલાલ સી. શાસ્ત્રી | શ્રી કાન્તાબેન વીમાવાળા |
| ી કનૈયાલાલ મોદી | શ્રી પ્રભાવતીબેન |
| ી હસમુખલાલ પંડિત | શ્રી નિર્મળાબેન કલાર્ક |

સ્થળ

ત્રણ આના. ] નગીનચંદ હૉલ

# — રાસ વિષે કાંઈક —

સુરતના ગુજરાતી સાહિત્ય મંડળે રાસોત્સવ ઉજવવાને નક્કી કર્યું. તે કેવી રીતે ઉજવવો તેનો અનેક રીતે વિચાર કર્યા પછી એવો નિર્ણય થયો કે સુરત શહેરની સ્ત્રી સંસ્થાઓ વચ્ચે એક રાસ હરીફાઈ યોજવી. આ એક તદ્દન નવીન વિચાર છે. ગુર્જર સાહિત્યમાં રાસ રાગ–તાલમાં ભલે લખાયા હોય, ભલે તેમાં ઉંચી ગગન–વિહારી કવિની કલ્પના સૃષ્ટિ સર્જાઈ હોય; પરંતુ રાસના ઉત્તમ કક્ષાના લક્ષણ ત્યારેજ દૃષ્ટિગોચર થાય કે જ્યારે તે પ્રત્યક્ષ રજુ થાય.

ભારતની પ્રાચીન સંસ્કૃતિનું પ્રત્યક્ષ દર્શન કરવાને આ રાસોત્સવ યોજાયો છે. આપણા પૂ. આચાર્યોએ શ્રી ભાગવતના રાસ પાંચાધ્યાયીમાં રાસની વ્યાખ્યા **बहुनर्तकी युक्तो नृत्यविशेषो रास:** બહુ નર્તકીવાળા નૃત્ય વિષય તે રાસ. કાવ્ય–ગીત તાલ સાથે ચારે તરફ ફરવું એ નૃત્યભાવના છે. ભારતવર્ષમાં રાસ હજારો વર્ષ પ્રાચીન છે અને રાસપદ્ધતિના નિયમો **ભારતે** રચેલા નાટ્ય શાસ્ત્રમાં મળી આવે છે.

રાસમાં રસનું પ્રાગટ્ય સંપૂર્ણપણે થવું જોઇએ. તે પણ કાવ્ય ભાવનાને અનુકૂળ યોગ્ય રસોનું યોગ્ય પ્રમાણ સુસંબદ્ધ સંમિશ્રણ હોય તોજ રાસની રજૂઆત ઉત્તમ નીવડે. અથવા કોઇ પણ એક કાવ્ય ભાવને અનુરૂપ મુખ્ય રહી બાકીના રસો ગૌણ તરીકે મુખ્ય રસને પોષતા રહે. આથી શાસ્ત્રકારોએ તેની બે રીતે વ્યાખ્યા કરી છે. **रसना समूह रास** : રસોનો સમૂહ એટલે રાસ અથવા **रासस्य अभिव्यक्तिः यस्मीत्** રસનું જેનાથી પ્રાગટ્ય થાય છે તે રાસ.

રાસનું ઉત્પત્તિ સ્થાન–કાર શ્રી ગીતાજીના વ્યક્તા પરબ્રહ્મ શ્રીકૃષ્ણ પરમાત્મા છે. તે પહેલાં અખંડ ગોલોકની અંદર આ

રાસ હતો એમ આપણા વેદ શાસ્ત્રો કહે છે. ઋગ્વેદમાં તેના મંત્રો મળી આવે છે. આ રાસ શ્રીકૃષ્ણચન્દ્ર પ્રભુ ભૂતલ ઉપર ન અવ-તર્યા હોત તો આપણને પ્રાપ્ત થાત નહિ. પ્રભુએ રાસમંડળ રચીને આપણને ઉત્તમ ભગવન્મય બ્રહ્મરસનું દાન કરેલું છે. રાસ પ્રેક્ષ-કો એ બ્રહ્મરસની અંદર તલ્લીન થઇ જાય, હૃદયમાં આનંદની છોળો ઉછળે, એજ આ રાસનું ઉત્તમ ફળ.

રાસ સંગીત સિવાય હોઇ શકે નહિ. મારે નાદ બ્રહ્મ સાથે પણ રાસનો સંબંધ છે. આપણે જાણીએ છીએ કે ભારતમાં સંગીત શાસ્ત્ર ઘણુંજ પદ્ધતિસર રચાએલું છે તેની ઉપર અનેક ાએલ છે. જ્યારે રાસના રાગ અને તાલના નિયમોને અનુસરી શારીરિક અવયવોનું સુસંબદ્ધ સુમેળ સધાય ત્યારેજ રાસ ઉત્તમ પ્રકારે રજુ થઇ શકે.

આપણા ગુજરાતી રાસ કવિઓએ રાસનાં અપૂર્વ કાવ્યોનો રસ મહાગુજરાતમાં ફેલાવ્યો છે. અને ગુર્જર પ્રજાને તે રસનું પાન કરાવ્યું છે. એજ રસપાન આજે આપણી સન્મૂખ આપણી સુરત નગરીની સ્ત્રી સંસ્થાઓના સહકારથી આપણે મેળવવાને ભાગ્યશાળી થયા છીએ.

રાસ તો ગુજરાતનું "સ્વયંભૂ સંગીત" છે. આપણી પ્રાચીન કવિતાની શરૂઆત પણ રાસથીજ થઇ. શ્રી નરસિંહ મહેતાને ભગવાન શ્રીકૃષ્ણે ગોલોકમાં રાસ મંડળની ઝાંખી કરાવી. રાસની રસોની છોળો નરસિંહ મહેતાના કવિ હૃદયને લાગી એટલે તો સોનામાં સુગંધ મળી.

પણ રાસનો રસશિરોમણિ તો વૈષ્ણવ કવિ દયારામજ છે. નરસિંહ, મીરાં, ભાલણ, રત્નો કે દયારામ સર્વનો રાસ વિષય માત્ર "પ્રેમ ભક્તિ" હતી.

કવિ શ્રી દયારામભાઇ પછી કવિતાક્ષેત્રનો નવો યુગ શરૂ થયો. જે ઇતિહાસ લંબાણ હોવાથી અત્રે ઉલ્લેખ કરવો મુશ્કેલ છે.

પણ એટલું તો જરૂર કહેવું પડશે કે ગુજરાતી કવિત્વ સાહિત્યમાંથી રાસ સાહિત્યને અલગ કરો તો તે સાહિત્ય મીઠા વગરના ભોજન જેવું લુખું, રસહીન બની જશે.

કવિવર ટાગોરે શાંતિનિકેતનના અભ્યાસક્રમમાં રાસને દાખલ કરવા માટે ગુજરાતના રાસની રસિક પદ્ધતિ સ્વીકારી તેના મુક્ત કંઠે વખાણ કર્યાં છે. રાસમાં શબ્દરચનાત્મક સાહિત્ય, કલા, કસરત, રાગ, તાલ, કંઠમાધુર્ય ગીત, અભિનય વગેરે અનેક ગુણોનું એકીકરણ જોવામાં આવે છે.

ગમે તેવા ભૂતકાળના કઠીન કાળમાં જ્યારે ભારતની ચારે તરફ અવ્યવસ્થા, અશાંતિ, ઘોર અંધકાર ચાલુ હતા ત્યારે પણ આપણી આવી પ્રાચીન કલાઓનું પરંપરાથી રક્ષણ થતું આવ્યું છે. અને તેથીજ આવા ઉચ્ચ કલામય રાસનું સંરક્ષણ કરવું, સાહિત્ય જગતમાં તેને પણ ઉંચું સ્થાન પ્રાપ્ત કરાવવું એમ ફરજ માનીને અમારા ગુજરાતી સાહિત્ય મંડળે આ રાસ હરીફાઇની યોજના કરેલ છે. ઘણા સમયથી વિચાર કરતું મંડળ આજે તે વિચારને પ્રત્યક્ષ થતો જોવાને ભાગ્યશાળી થયું છે, અને તેમાં પણ રાસ હરીફાઇની સહકારી શ્રી સંસ્થાઓ, તેના કાર્યકર્તાઓ અને ચેમ્પીઅન કપના દાતાઓ શ્રી ઝવેરી બ્રધર્સ એન્ડ કું, તેમજ મેસર્સ એમ. કે. ચોકસીની કું. કે જેમણે અમારા ઉત્સાહને સુન્દર રીતે વધાવી લીધો છે અને અમને સહકાર આપ્યો છે તેઓ સર્વેને હાર્દિક ધન્યવાદ ઘટે છે. તેમનું નામ રાસ હરીફાઇની સાથે પરંપરા જોડાએલું રહેશે અને ભવિષ્યમાં દરેક સંસ્થાઓના કાર્યમાં ઉત્સાહભર્યો વધારો કરશે.

ભવિષ્યમાં આ રાસ હરીફાઇ પ્રતિ વર્ષ ગુજરાતી સાહિત્ય મંડળ તરફથી ચાલુજ રહેશે.

નિવેદક

**નટવરલાલ. સી. શાસ્ત્રી**

**સહમંત્રી ગુ. સા. મંડળ**

# કવિ શ્રી ન્હાનાલાલ

"રાસ એટલે ગુજરાતણની સર્વોત્તમ રસ કલા. ફૂલ શણગાર ગૂંથવા એ ગુજરાતણની માલણ કલા છે, દરબારની કો લગ્નમંડપ ભરી લગ્ન માણમાં કાઠિયાણી કે ક્ષત્રિયાણીની ભરત કલા છે; વાર પરવના જમણવારમાં ગુર્જર ગૃહિણીની રાંધણ કલા છે; ફૂલ કાંઠડે જળ સિંચનમાં ગુજરાતણની અંગ હિંડોલની કલા છે; કુંકુમ કેસર હિંગળોકના ને વિધવિધ રત્નચન્દ્રક રચવામાં ગુર્જર સુન્દરીની સૌભાગ્ય કલા છે; પહેરવેશમાં એની સલજ્જ છટા છે; આછેરા અલંકારોમાં એની સૌન્દર્ય ભાવના છે; પણ રાસમાં તો ગુજરાતણનો સકલ રસાત્મા છે. કલ્પી શકો તો રાસની મૂર્તિ કલ્પો: નરી જાણે મલપતી ગુણગર્વિલી આત્મ છલકાતી કો ગુજરાતણ સંચરતી ન હોય! જાણે

મ્હારી સાહેલીનું બેડલું;<br>
છલકાતું આવે બેડલું;<br>
મલકાતી આવે નાર;<br>
રે મ્હારી સાહેલીનું બેડલું.

અને વળી રાસ એટલે ગુજરાતનું સ્વયંભૂ સંગીત."



# પોરવાડ મહિલા મંડળ

## મોરલાને—

સંધ્યાને ટાણે આવી તું મહિલા
ઝીણા બુલંદ ગાન ગાઇ જજે.

પીછાંના ચાંદ વેરી સરતી રજનીના...(૨)
અંતરના તેજ કાંઈ ખાળી જજે
ઝીણા બુલંદ ગાન...(૨) સંધ્યા

ગાઇશ ગાન મ્હારાં હૈયાંની હુંફમાં...(૨)
તેનો એકાદ સૂર આપી જજે
ઝીણા બુલંદ ગાન...(૨) સંધ્યા

મ્હારાં જીવનની રંગભરી સાંજના...(૨)
મીઠા મયૂર કાંઇ બોલી જજે
મીઠા તું મોરલા બોલી જજે...(૨)
ઝીણા બુલંદ ગાન......
સંધ્યાને ટાણે આવી તું મોરલા.



# મહિલા ક્લબ

## કલાસુંદરી

### રાગ. ભૈરવી

વન વન વસંતરાણી વિહરે ફૂલન પૂંજમાં ફૂલન પૂંજમાં
કુંજ–નિકુંજે દિલભર, દેવીના દર્શન દેવીના દર્શન.
સુંદરી, ભવન ભવન ભર શોભન, ગુર્જર કુંજમાં
જેને શરદ સોહલી કલા સદૈવ પ્રસન્ન
એવી ગુણ ગરવી ગુજરાતણ અમ્મર વેલડી–અમ્મર (૧)
કંઠડ કોડભરી હળવી ને, હેત હુલામણી,
ગૃહની ગૃહિણી ને કૂળની, અજવાળીએ બીજ, અજવાળીએ બીજ.
મધૂરી મધુપ મંજરી શી, સંસ્કાર સુહામણી
વ્રત શીલ તપની તેજલ, ચમકે લોચન વીજ
એવી ગુણગરવી ગુજરાતણ અમ્મર વેલડી (૨)
ચંદની સૌન્દર્યે છલકાતા ચારૂ ચોકડે, ચારૂ ચોકડે.
રાજેશ્વરના મંગળ રસઉત્સવ મંડાય, રસ ઉત્સવ મંડાય
કવિતા સંગીન નર્તન ત્રિવેણી, સંગમ કાંઠડે
ચકોરી રૂમઝૂમતી ઘૂમતી, ગરબે ગીત ગાય
એવી ગુણગરવી ગુજરાતણ અમ્મરવેલડી
હલકે બજતી ઉરના સૂર સમોવડ બંસરી, સૂર બંસરી
રસની જામે રમઝટ, હિંચતણે હિંડોળ, હિંચતણે હિંડોળ
ઝણઝણાવે રણકારે અણુદીઠ, આતમખંજરી
ખલકે ખેલન નહિ ગુજરાતણ ગરબે ગરબાતોલ
એવી ગુણગરવી ગુજરાતણ અમ્મર વેલડી
પંખેરૂ પરદેશી કુંજ ઘડીક પધારશો, કુંજ પધારશો
નવલા કલાભર્યાં કંઇ નિરખવા નવરંગ, નિરખવા નવરંગ
એની રસરમણાએ વત્સલ, હૈડાં ઠારશો
જગજનની જગદમ્બા શી પાવન પ્રેમલ ગંગ,
એવી ગુણગરવી ગુજરાતણ અમ્મરવેલડી અમ્મરવેલડી
વન વન વસંતરાણી......

રાસનલિની ] —કેશવ હ. શેઠ.

ૐ



## સુરત સ્ત્રી મંડળ

### સખીને—

સાંજને સમે, સખી! આવજે,
હો સખી! સાંજને સમે જરી આવજે
સૂના સરવર કેરી પાળે,
અંતર કેરી પાળે, હો સખી!
સાંજને૦

છેલ્લું કિરણ પેલું આભથી વિદાય લે,
છેલ્લો ટહુકાર એનો પંખીડું ગાઇ લે,
છેલ્લો ઝણકાર તારે ઝાંઝર ઝંકારતી;
સાંજને૦

બિડાતી પોયણીની પાંપણે પ્રદોષની,
રાણી મૂકી જાય ટપકાંઓ ઓસની,
ઢળતી પાંપણ મારે આંસુ એક મૂકવા;
સાંજને૦

ભરતો ઉચ્છ્વાસ વાયુ કુંજોને કોટીલે,
ખરતાં ફુલડાંને એની છેવટની ચૂમી દે,
ખરતા અંતર કાજે છેવટની એક વાર,
સુરભિ ઉચ્છ્વાસ તણી લાવજે, હો સખી
સાંજને૦



# ધી સાર્વજનિક હાઇસ્કુલ ફોર ગર્લ્સ

## આશા

રાગ હંસધ્વનિ. તાલ દાદરા

જન ઉર ખીલે હો બેન, આશાની વેલડી
પળમાં વિકસે ને વિલાય, સાહેલડી રે...
આશાની વેલડી.

નભના ગોખે ઝગે ચંદ્ર ચાંદની શીતળ મધૂરી,
પળમાં વાદળીએ ઘેરાય, સાહેલડી રે...
આશાની વેલડી–જન.

ઉપવન વસંત ખીલી બહાર, સૌરભ મ્હેકે મધૂરી,
જીવન વસંતે સોહાય, સાહેલડી રે......
આશાની વેલડી.

કૂંજન પર ભૂતિકાનાં થાય, આંબલીયાની ડાળે સખીરી
ઉર ઉર કોકિલા સોહાય, સાહેલડી રે......
આશાની વેલડી...જન ઉર.

વ્યોમે વિદ્યુત ચમકાર, ઝબકે ભામે અનેરી,
માનવના હૈયે સોહાય, સાહેલડી રે......
આશાની વેલડી.

અંતિમ્ પળોના ઝબકાર, દીપ જ્યોત જેવા સખીરી,
ઝબકી જન ઉરે હોલાય, સાહેલડી રે......
આશાની વેલડી–જન ઉર.

–"જશવંત જ્યોત"

## શ્રી મહિલા વિદ્યાલય
## ગોપીપુરા.

### આવજે—

રાગ—વસંત.

મારે સરોવર આવજે હો સખી!
 વ્હેલે પરોઢ ઉઠી આવજે સખી! મારે૦

જેહ્લો કો તારલો જાતાં જાતાં લિયે,
 મીઠાં એ નીરની અંજલી ભરી,
તેની પ્હેલાં ચાર આછેરાં પ્હેરી સખી,
 મારે એ તીર પાય ધરજે જરી,
તીરે એ પાય જરી માંડજે સખી. મારે૦

રૂપેરી રૂડી મારી સોનેરી માછલી,
ચરણે રે'શે સખી તારે રમી,
જેવી ઝંખે રે કીકી આંખોની કોક બે,
પીવા નીત તારા તે મુખનાં અમી,
એવી આંખોને હસાવજે સખી. મારે૦

તરતો કો મૂકજે તારો ઘડૂલો,
 મારા એ નીરના હૈયા પરે,
જાગેલાં પંખીને જાજે છાનું પૂછી,
 એરે ઘડૂલે ઉર કોનું તરે,
એવા હૈયાને હુલાવજે સખી. મારે૦

—સ્નેહરશ્મિ.



# શ્રી અનાવિલ મહિલા મંડળ.

## મનામણાં

રાગ–કલ્યાણ. તાલ હિંચ.

સાખી { ભૂલી જઇને સાન, નયને કર્યાં ફરમાન.
અંતરે અરમાન, સ્નેહલ આત્મનાં સનમાન.

આદર્યાં એ રજનીએ મીઠડાં મનામણાં,
પાથર્યાં એ ચંદનીએ, ચીર શિદ્ સોહામણાં,
આવો હો રાજ ઉર તલસે રે આજ
સ્વામી સુખના હો સાજ, ભૂલી તુજ વિણ કાજ,
કેમ રૂઠયા ? રસરાજ, શાને છૂપ્યા પ્રિય આજ,
એમ રૂઠયા પર કાજ, શાને ગુથ્યા નિજ સાજ,
ભાન ભૂલી (૨) રજનીને ચંદની કરતી આક્રંદ,
એના સ્વરથી વિહ્વળ ધરા. ચમકી કાં મંદ,
ઢળ્યાં ઘેલાં ઉછંગ, સુતેલાં સહુ બાળ,
વિરહે બાવરી ત્રિપુરી ધરા, ભુલી નિજ બાળ,—આદર્યાં..
યુગ યુગની રસ ધાર, ઘોર છાયા અંધાર,
પ્રલય પૂરના ભણુકાર, કાળખંજરી ઝણુકાર.
વિશ્વ શાંતિને કાજ, હરે ભૂમિનો ભાર,
નવ સૃજનતાને કાજ, પાન ઝુલતા કુમાર.
રમ્ય ચંદ રાસ ભાંતિ ઉરમાં,
નથી કાંતિ રહી કાંતિ પૂરમાં,
નથી ખેલવાં ( ૨ )
એવા પ્રલય કાળે રૂસણાં શાં મેલવાં,
ના કો' કરશો મનામણાં..... આદર્યાં.

—જશવંત જ્યોત.

## શ્રી બાલિકા સમાજ.

# કોયલડી.

અલી આજે રે, કંઈ ગાજે રે, કોયલડી મીઠા મીઠા ટહુકાર,
અલી વાજે રે, રસ પાજે રે, મોરલડી અલી ભર્યા રણકાર.

તરૂવરે કુસુમ લચી સ્મિત કરે,
મધુરા વિહંગ તણા ઉભરે.
ઉડે સ્નેહ ફૂવાર ( ૨ ) અલી આજે રે.

તુજ કંઠ છુટ્ટ ઉઘાડ સળી,
સૂર દર્શન અંતર આપ જરી.
સમીરણ શીત સુખકાર ( ૨ ) અલી આજે રે.

અહીં આમ્રફળોની સુગંધ ઉડે,
ફૂલ પાંખડી તારી કેમ ન ખૂલે.
સુના સુના સહકાર ( ૨ ) અલી આજે રે.

હસતી રમતી જો વસંત સરે,
જનનાં વનનાં ઉલ્લાસ ભરે.
વરને નવ રસધાર ( ૨ ) અલી આજે રે.

શ્યામલ રંગી ને મધુ કંઠી,
તુજ રેલવ નાદ મૃદુ સુરભી,
કુહુ કુહુ કીલકાર ( ૨ ) અલી આજે રે.

—મૂળસુખલાલ દિવાન.

અ-૮

# મ્યુની. કન્યાશાળા નં. ૨૨,

## નાણાવટ.

### " આત્માનાં જયરંગ "

કાળની ઝણુકે આ કરતાલ.
ઝીલજો આતમના રણકાર૦

અવની ડોલે પવન ફુંકાતો,
આભ ભર્યો ઉકળાટ૦
નીર ઉછળે કળજુગ બેઠો આ,
દૈત્યની આવી જમાત
નભમાં ઘેરો એ અંધાર,
સુણજો આત્માનો ટંકાર...૦

સાખી.

કાળ સખી વહી ગયો, ક્રૂર રહ્યો પળ એક
રસ ગોષ્ટિ અધુરી રહી, બોલ અબોલ અનેક

દિસ દિસ બોલે વિશ્વ સુહાતું,
આજ ખુલ્યાં ઉર દ્વાર,
યુગ ઉડતો નવ સુર્ય ઉગે આ,
થાયે જય જયકાર૦
ઉર જ્યોતિનો જય જય નાદ,
સુણજો આત્માનો રણકાર...૦

ગાજે નભમાં રમ્ય મૃદંગ,
ઝીલજો આત્માના જયરંગ.

—બટુભાઇ ઉમરવાડિયા.

# હરિપુરા મહિલા વિદ્યાલય

## આયુષ્યને આરે.

[ લે. મહાકવિ ન્હાનાલાલ દલપતરામ ]

આલી! પેલો ગેબની ગુફામાં ઉભેલો,
ને નેણલાની પાળે છલ્યો રે લોલ.

આજ મ્હેં તો આનંદ છોળ અલબેલો,
નન્દલરાય નયણે ઝીલ્યો રે લોલ.

હો! આજ મેં તો મનના મનોરથને દીઠા,
ને ભાવે મારા ભવને ભર્યા રે લોલ.

આલી! મેં તો નિરખ્યા રાસેશ નયન મીઠા,
ને અંતરના ઓરતા પૂર્યા રે લોલ.

એક વેળા જળ જમુના કેરે ઘાટે.
ત્રિલોકની તાળી પડી રે લોલ.

ત્યારે હરિની વેણું વૃંદાવનની વાટે,
જગત ઘૂમી ગગને ચડી રે લોલ.

છેલ્લે છેલ્લે પૃથ્વીલોકની સામી પારે,
ગગન ઉંને ઘેરા ઘાલી રે લોલ.

એ...આયુષ્યને આરે બ્રહ્માંડ કિનારે,
હો હરિ! ત્યાર લેજો ઝાલી રે લોલ.



૫-૨-૬

# શ્રી મહિલા વિદ્યાલય મંડળ મલ્ટી હાઇસ્કુલ

## ગોપીપુરા, સુરત.

રાગ–બહાર.

## ભાભીની ચુંદડી

ભાભી તારી ચુંદલડી ઉડે ફાગણુ રંગમાં રે.
કોઇ દિ' ઝુલતી ફૂલ હિંડોળે,
કોઈ દિ' લાલ લોચનિયાં ચોળે,
વ્હેણુ ગંગાને જમુનાના જોગવે જોડે રે. ભાભી૦
ચગતી ચાંદનીમાં સાહેલી સાથે,
જીવનની મીઠી ઝંખના ગાતે,
કેવી ઉડે છટાઓના સાર શી માઝમ રાતે રે. ભાભી૦
ઘેરી અનેરી એકાંતને ખૂણે,
ચોળાતી રોળાતી ઉડે ને બૂડે.
ઘેલાં હૈયાની ગંગાના ઘોડા પૂરે રે. ભાભી૦

કવિ–રમણિકલાલ અરાલવાળા

## પોરવાડ મહિલા મંડળ, શાહપોર, સુરત.

મારવાડ આવો ઓરાં ઓરાં રે...ઓરાં ઓરાં રે
વાંકડ્યા બનડા ફાંકડ્યાં બનડા મારવાડ૦
ગોરાં ગોરાંદે, રૂપાં રૂપાંદે અંગમે પનજા જામા જરીકા
મારવાડ લીલુડા જામા, પીલુડી પાઘડી ચુંદડી રે
ઓડમે લીલી લટુમડી મારવાડ૦
સોનેકી સાંકળી, રૂપેકા કડલાં મારવાડ આવો
ઓરાં ઓરાં રે, ઓરાં ઓરાં રે......

⁂

# શ્રી સાર્વજનિક હાઇસ્કુલ ફોર ગર્લ્સ

## જુગ પલટાનો રાસ.

રાગ–દેશકાર, તાલ હિંચ.

અમે અખંડ ખેલિયે રાસ, મહાજુગ પલટાના.
અમે પ્રચંડ પ્રજ્વળ્યા હુતાશ, મહાજુગ પલટાના.

શેષ સળક્યા ને ડુંગર ડોલિયા,
સાગરના ઝમકાર રે...
મેઘનાં દુંદુભી ગડગડયાં ને કાંઇ
વીજળીના ચમકાર–મહાજુગ પલટાના. અમે.

પ્રલય કાળના પડ્યા ચંદરવા,
એવાં છવાયા અન્ધાર રે...
પુણ્ય ને પાપની પાંખો વીંઝાય છે.
હૈયાએ ઝીલ્યા પડછાયા, મહાજુગ પલટાના
અમે અખંડ ખેલિયે રાસ, મહાજુગ પલટાના.

કવિ ન્હાનાલાલ



# શ્રી બાલિકા સમાજ.

## આત્મગુંજન.

મેઘલી રાત મહીં ધ્રુવ તણો તારલો
　　ચમકે ગગન ગુહા ભેદી જી રે...
જુગ જુગના જોગી શો અમર હંસલો
　　નીરખે પ્રકાશ રેખ એવી જી રે—મેઘલી

ઘેરૂં આકાશ ઘેરી ઘેરી વાદળીઓ
　　નમેરી નીશ મહીં મ્હાલવા જી રે
ઘનમાં છૂપેલ રાજ રૂપેરી ચાંદલો
　　ચમકે તે દિશ મ્હારે ચાલવા જી રે—મેઘલી

ભરતી ને ઓટ સ્વલ્પ સિંધુના ઉભરા
　　મધ્યે અડોલ દીવાદાંડી જી રે
તડકા ને છાંય વૃષ્ટિ મધ્ય ગિરી ગાજતો
　　નિગ્રહ સમાધિ એમ માંડી જી રે—મેઘલી

તૂટો આ આભ ખૂટો ધરતીના રસકૂપ
　　ધીકા દિગન્ત ! કાળવિંઝે જી રે
સનાતન હંસ તરે કાળ ફેરે કાંઠડે
　　પ્રલયનાં પૂરથી ન ભીંજે જી રે—મેઘલી

—કેશવ હ. શેઠ.



# કાયસ્થ મહિલા કલબ.

## રાત્રિના રંગ

### ઝુલાઢ રાગ.

સખી સાંજ ગઈ લાલ સંધ્યા થઇ,
સ્મિત ફરકે ગુલાબી ગગનમાં.

આવો આવો સાહેલી સૌ આવો,
નૃત્ય રંગે આનંદ ભર્યા ગાવો.
આર્ત યાર્ત ભર્યા ઉર હેલે ચઢ્યાં.

સપ્તરંગી સાળુડાં સોહાવતી,
પેલી સંધ્યા નિજ દ્વારે વિહારતી.
ધીમા ચાલે ચાલી નવ યૌવન ધરી—

રૂપ ધરતો ચાંદલીયો વાલો આવતો,
સાંજ ઘેરી રાતલડી રૂડી લાવતો,
પ્રેમ રંગે ફર્યા ચાંદ મેલાં કર્યા—

રાત લાગે છે રૂડી રળીયામણી,
સાથે તારાની ભાતડી સોહામણી.
જાણે ચુંદડી ઓઢી કોઇ ટપકી ભરી...



# શ્રી અનાવિલ મહિલા મંડળ.

## જગબાલ

રાગ—ભૈરવી, તાલ હિંચ.

ઉઘડયાં પ્રભાતે સુણી બંસરી હો જગબાલ,
નવલા કો બ્રહ્મ મંત્ર,સાદે જાગો જગબાલ.
જીવનમાં જોમને સ્ફુરાવતાં હો જગબાલ.

પ્રગટયા પુણ્ય ભાનુ પ્રભા રેલવી હો જગબાલ.
નવલા સ્વાતંત્ર્ય મંત્ર, સાદે જાગો જગબાલ.
જીવનમાં જોમને સ્ફુરાવતાં હો જગબાલ.
ઉઘડયાં.

વિકસ્યાં ફુલડાંની ફોરમ મ્હેકતી હો જગબાલ,
નવલા સુમનતણા સાદે જાગો જગબાલ.
જીવનમાં જોમને સ્ફુરાવતાં હો જગબાલ.
ઉઘડયાં.

સ્નેહલ સૌજન્ય, સૌમ્ય સત્યથી હો જગબાલ,
નવલા સુહાસ્ય ભર્યા સાદે જાગો જગબાલ.
જીવનમાં જોમને સ્ફુરાવતાં હો જગબાલ.
ઉઘડયાં.

જ્યોતિ પનોતી જગ જગાવતી હો જગબાલ,
નવલા "ચેતન" ભર્યા સાદે જાગો જગબાલ.
જીવનમાં જોમને સ્ફુરાવતાં હો જગબાલ.
ઉઘડયાં પ્રભાતે સુણી બંસરી હો જગબાલ.

"[illegible]"

બ—૮

## આઇ. પી. મીશન ગર્લ્સ હાઇસ્કુલ, સુરત.

## મંદિરે

સાખી.

ઘંટનાદ ને શંખનાદ, વહે નાદ મૃદંગ,
અંગ અંગ આણું નીતરે, નાદ—બ્રહ્મ અભંગ.

ઘંટડીઓ મંદ મંદ રણુકે મંદિરે,
હો......રણુકે મંદિરે.
નૃત્ય નર્તતાં નૂપુર નાદ વિસ્તરે,
હો......નાદ વિસ્તરે.

ફુલ વેણી ફુલમાળ,
ફુલ કુંડળો રસાળ.
ફુલ કંકણો સજેલ દેવ દાસી રે,
હો......દેવ દાસી રે.

પ્રેમે પ્રકાશે દિપ જ્યોત,
ઉર ઉર વ્યાપી જ્યોત.
ધુપની સુવાસ વહે વિશ્વ મંદિરે,
હો......વિશ્વ મંદિરે.

વાજે વિણા ને મૃદંગ,
નૃત્યથી રચ્યે ત્રિભંગ.
અંગ અંગ નૃત્ય ઘેન નેન ઘુમરે,
હો......નેન ઘુમરે.

" પંડિતજી. "



## ગુજરાત ઇન્વેસ્ટમેન્ટ ટ્રસ્ટ લીο

### સેઈફ ડીપોઝીટ ચેમ્બર્સ.

### સુરત.

**નીચે પ્રમાણે કામકાજ કરે છે.**

૧. શેરો જામીનગીરીઓ તથા ડીબેંચરોમાં ઘરાકોના નાણાં રોકવાનું તથા તે વેચવાનું

૨. શેરોની જામીનગીરી પર નાણાં ધીરવાનું

૩. શેરો નામે ચઢાવી આપવાનું.

૪. ઘરાકો માટે ચાલુ ખાતાં, સેવીંગ્સ ખાતા ખોલવાનું, તેમજ બાકી મુદત માટે થાપણો લેવાનું.

૫. હીંદુસ્તાન, વિલાયત, સીલોન, [illegible], [illegible] વિ. રાજ્યોમાંથી ઇન્કમટેક્ષનું રીફંડ મેળવવાનું

૬. જીંદગીનો વીમો ઉતરાવી આપવાનું.

વધુ હકીકત માટે લખો યા મળો.

**વી. સી. જાદવ**

ચેરમેન.

મુદ્રક:-ઇશ્વરલાલ એમ. વીમાવાળા દેશબંધુ પ્રેસ, કેળાપીઠ, સુરત
પ્રકાશક-નટવરલાલ સી. શાસ્ત્રી મંત્રી ગુ. સા. મંડળ સુરત.
મોટા મંદિર સુરત